


श्री गुरुभ्यो नमः ॥

श्रीमच्छंकराचार्यविरचितं-

# देव्यपराधक्षमापनस्तोत्रम् ।

શ્રી નાગર બંધારા જ્ઞાતિ અને અન્ય દેવીભકતોની
લ્હાણુ માટે છપાવી પ્રસિદ્ધકર્તા:—

શ્રી સદગુરુ સીતારામ પ્રસાદિત—
શ્રીભકત કલ્યાણદાસ સુખણદાસ જરીવાળા,
સગરામપુરા—સુરત.

સંવત ૧૯૮૫ ચૈત્ર પૂર્ણિમા.

"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસ, સુરતમાં મુલચંદ કીસનદાસ
કાપડીઆએ છાપ્યું.

મૂલ્ય—સદુપયોગ.



श्री गुंगुरुभ्यो नमः ॥

# श्रीमच्छंकराचार्यविरचितं-
# દેવ્યપરાધક્ષમાપનસ્તોત્રમ્ ।

શ્રી નાગર અંધારા જ્ઞાતિ અને અન્ય દેવીભક્તોની
જાણ માટે છપાવી પ્રસિદ્ધકર્તા:—

**श्री सदगुरु सीताराम प्रसादित-**
**શ્રીભક્ત કલ્યાણદાસ ભુખણદાસ જરીવાળા,**
સગરામપુરા—સુરત.

**સંવત ૧૯૮૫ ચૈત્ર પૂર્ણિમા.**

"જૈન વિજય" પ્રિન્ટીંગ પ્રેસ, સુરતમાં મુલચંદ કસનદાસ
કાપડિઆએ છાપ્યું.

મૂલ્ય—સદુપયોગ.

# પ્રસ્તાવના.

શ્રીમત્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમત્ સ્વામી શંકરાચાર્ય વિરચિત આ દેવ્યપરાધક્ષમાપનાસ્તોત્રનો આ ભારતવર્ષમાં ઘણોજ પ્રચાર છે અને પ્રેમીજનો સપ્તસતિના પાઠના અંતે એનો પણ પાઠ કરે છે, પણ એના ભાવાર્થને ન જાણવાથી પોપટજી માફક બોલતા રહે છે જેથી એ અભાવને દૂર કરવા માટે આ સ્તોત્રની ભાષા ટીકા ગુજરાતી ભાષામાં કરી, છે જેથી હવે પ્રેમીજનો એના ભાવાર્થને સમજી આનંદની પ્રાપ્તિ કરે અને જગત્માતા ભવાનીના ચરણકમળમાં ભક્તિ રાખે તો તેના સંસારના દુઃખોનો નાશ થઇ અંતે પરમ પદને પ્રાપ્ત થાય. અને એના અવલોકનથી સ્તોત્રના અર્થનું જ્ઞાન થવાથી ભક્તોની અધિક પ્રાપ્તિ શ્રી જગત્માતાના ચરણ કમળમાં થશે તેજ જગતના માતપિતા પાર્વતી પરમેશ્વર આ પુષ્પોહારને સ્વીકાર કરી અમોને પરમાનંદ પ્રાપ્ત કરાવે.

પં. નંદશંકર પુરૂષોત્તમ ભટ્ટ,

સુરત.

॥ श्री गणेशाय नमः ॥

अथ

# श्रीमच्छंकराचार्यविरचितं
# देव्यपराधक्षमापनस्तोत्रम्

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्ति ।
द्वंद्वातीतं गगन सदृशं तत्वमसि यादिलक्ष्यं ॥
एकं नित्यं विमलमचलं सर्वादि साक्षीभूतम् ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥

× × ×

न मंत्रं नो यंत्रं तदपि न च जाने स्तुतिमहो ।
न चाह्वानं ध्यानं सपदि न च जाने स्तुतिकथाः ॥
न जाने मुद्रास्ते तदपि च न जानेपि लपनं ।
परं जाने मातस्त्वदनुसरणं क्लेशहरणम ॥ १ ॥
देवीस्तोत्रं पुण्यमिदमपराधक्षमापनम् ।
भाषायुतं स्फुटं कुर्वे भक्तानां हितकाम्यया ॥ १ ॥

અર્થ—હે માતા, મંત્ર યંત્ર, સ્તુતિ, આહ્વાહન,

ધ્યાન, સ્તુતિ, કથા, મુદ્રા અને વિલાપ એ કાંઈપણ હું નથી જાણતો, પણ આપના ચરણ કમળનું ભજનજ અમારા સર્વે ક્લેશને દૂર કરશે. ૧.

त्रिघेरज्ञानेन द्रविणविरहेणालसतया ।
विधेयाशक्यत्वात्तव चरणयोर्या च्युतिरभूत् ॥
तदेतत्क्षंतव्यं जननि सकलोद्धारिणि शिवे ।
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ २ ॥

**અર્થ**—પૂજા વિધિના અજ્ઞાને કરીને અથવા ધનના વિયોગે કરીને તથા આળસને લીધે તેમજ કુદરતી અસામર્થને લીધે આપના ચરણ કમળનું ભજન નથી બની શકતું તો હે સમગ્ર જગતનો ઉદ્ધાર કરવાવાળી! તે અમારો અપરાધ ક્ષમા કરો. હે દેવી! પુત્ર કુપુત્ર થાય છે તો પણ માતા કુમાતા થતી નથી. ૨.

पृथिव्यां पुत्रास्ते जननि बहवः सन्ति सरलाः ।
परं तेषां मध्ये विरलतरलोऽहं तव सुतः ॥
मदीयोऽयं त्यागः समुचितमिदं नो तव शिवे ।
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ ३ ॥

**અર્થ**—હે માતા! પૃથ્વીમાં આપના પુત્રો બહુ છે પરંતુ તેમની વચ્ચે વિરલ અને ચંચળ પુત્ર હુંજ છું તે માટે હે દેવી! મારો ત્યાગ આપને ઉચિત નથી કેમકે પુત્રને કુપાત્ર જોઈને માતા કુમાતા થતી નથી. ૩.

जगन्मातर्मातस्तव चरणसेवा न रचिता ।
न वा दत्तं देवि द्रविणमतिभूयस्तव मया ॥
तथापि त्वं स्नेहं मयि निरुपमं यत्प्रकुरुषे ।
कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ॥ ४ ॥

**અર્થ**—હે જગત માતા ! આપના ચરણ કમળની પણ સેવા મેં નથી કરી. હે દેવી ! સત્પાત્રને દાન પણ નથી આપ્યું તોપણ આપ મને પુત્ર જાણીને દયા કરો છો તે આપનો ધર્મજ છે કેમકે કુપાત્ર પુત્ર ઉપરજ આપ પણ દયા રાખો છો. ૪.

परित्यक्त्वा देवान्विविधविधिसेवाकुलतया ।
मया पंचाशीतेरधिकमपनीते तु वयसि ॥
इदानीं चेन्मातस्तव यदि कृपा नापि भविता ।
निरालंबो लंबोदरजननि क यामि शरणम ॥ ५ ॥

**અર્થ**— અનેક પ્રકારના પૂજા પ્રકરણમાં આકુળ વ્યાકુળ થયેલો એવો હું સર્વે દેવતાઓનો પરિત્યાગ કરીને આપના ચરણ કમળની સેવા કરૂં છું. હવે મારી ૮૪ થી પણ વધારે આયુ થઇ ચુકી છે તો હે માતા ! હવે પણ આપ મારા ઉપર કૃપા નહીં કરશો તો હું નિરાશ્રય થઈને હે લંબોદર (ગણેશ) જનની ! હું કોને શરણે જાઉં ? ૫.

श्वपाको जल्पाको भवति मधुपाकोपमगिरा ।
निरातंको रंको विहरति चिरं कोटिकनकैः ॥

तवापर्णे कर्णे विशति मनुवर्णे फलमिदं ।
जनः को जानीते जननि जपनीयं जपाविधौ ॥ ६ ॥

**અર્થ**:—હે માતા! આપના ભજનના પ્રભાવથી નીચ પુરૂષ પણ અમૃત તુલ્ય વાણીથી બ્રહસ્પતિ તુલ્ય વક્તા થાય અને દરિદ્રી પણ આપના ભજનના પ્રભાવથી કોટિ સુવર્ણે કરીને યુક્ત થઈ ચિરકાળ સુધી સંસારમાં વિહાર કરે છે. હે દેવી! આપના મંત્રોના અક્ષરોના ઉચ્ચારણની ધ્વનિ કાનમાં પ્રવેશ થતાંજ આટલું ફળ પ્રાપ્ત થાય છે તો કદાચ આપના મંત્રનો કોઈ મનુષ્ય પુરશ્ચરણ કરે તો શું શું ફળ થાય તે હું નથી જાણતો. ૬.

चिताभस्मालेपो गरलमशनं दिक्पटधरो ।
जटाधारी कंठे भुजगपतिहारी पशुपतिः ॥
कपाली भूतेशो भजति जगदीशैकपदवीं ।
भवानि त्वत्पाणिग्रहणपरिपाटीफलमिदम् ॥ ७ ॥

**અર્થ**:—હે માતા! આપના પતિ જે શીવજી છે તેમની ચિતાના ભસ્મનું લેપન, કાળકુટ વિષનું ભક્ષણ, સદૈવ નગ્ન, જટા ધારણ, કંઠે વાસુકીનું ધારણ અને પશુ તથા ભૂતો (દેવતાઓ) ના પતિ છો, કપાળ પણ ધારણ કરેલ છે તોપણ સર્વે બ્રહ્મ, વિષ્ણવાદિક દેવતાઓના પણ ઇશ્વર થઇને બિરાજમાન છો તો હે ભવાની! આ પ્રભુતા તો માત્ર આપના પ્રાણિગ્રહણ (વિવાહ) ના પ્રભાવથીજ પ્રાપ્ત થઇ છે. ૭.

**न मोक्षस्याकांक्षा न च विभववांछापि च न मे ।**
**न विज्ञानापेक्षा शशिमुखि सुखेच्छापि न पुनः ॥**
**अतस्त्वां संयाचे जननि जननं यातु मम वै ।**
**मृडानी रुद्राणी शिव शिव भवानीति जपतः ॥ ८ ॥**

**અર્થ**—હે માતા ! મને નથી મોક્ષની ઇચ્છા, નથી દ્રવ્યાદિક પદાર્થોની ઇચ્છા, નથી વિજ્ઞાનની ઇચ્છા અને નથી સુખની ઇચ્છા હું તો ફક્ત આપની પાસે એટલુંજ માંગું છું કે મારો જન્મ એવો થાય કે જે જન્મમાં મારા મુખમાં નિરંતર મૃડાની, રૂદ્રાણી, શિવ શિવ, ભવાની વગેરે નામ વિરાજમાન રહે. ૮.

**नाराधितासि विधिना विविधोपचारैः ।**
**किं रूक्षचिंतनपरैर्न कृतं वचोभिः ॥**
**श्यामे त्वमेव यदि किंचन मय्यनाथे ।**
**धत्से कृपामुचितमंब परं तवैव ॥ ९ ॥**

**અર્થ**—હે માતા ! વિવિધોપચાર (૧૬ ઉપચાર) વિધિ કરીને આપનું આરાધાન નથી કર્યું અને વાણીરૂપ પુષ્પે કરીને આપની સ્તુતિ પણ નથી કરી માટે હે દેવી ! મને અનાથ જાણી મારૂં રક્ષણ કરો. ૯.

**आपत्सु मग्नः स्मरणं त्वदीयं ।**
**करोमि दुर्गे करुणार्णवेशि ॥**

नैतच्छठत्वं मम भावयेथाः ।
क्षुधातृषार्ता जननीं स्मरंति ॥ १० ॥

**અર્થ**—હે માતા ! હું આપત્તિ સમયે આપનું સ્મરણ 'હે માતા, હે દુર્ગા' એમ કરૂં છું, એ મારી કૃતઘ્નતાને આપ નહીં ગણો કેમકે જ્યારે બાળક ભુખે કરીને દુઃખી થાય છે ત્યારે તે માતાનું સ્મરણ કરે છે. ૧૦.

जगदंब विचित्रमत्र किं ।
परिपूर्णा करुणाऽस्ति चेन्मयि ॥
अपराधपरंपराव्रृत ।
न हि माता समुपेक्षते सुतम् ॥ ११ ॥

**અર્થ**—હે જગદંબા ! આપની દયા મારા ઉપર સંપૂર્ણ છે એમાં શું આશ્ચર્ય છે કેમકે જગતમાં હજારો અપરાધ કરવાવાળા પુત્રોનો માતા ત્યાગ કરતી નથી. ૧૧.

मत्समः पातकी नास्ति पापघ्नी त्वत्समा न हि ॥
एवं ज्ञात्वा महादेवि यथायोग्यं तथा कुरु ॥ १२ ॥

**અર્થ**:—હે માતા ! આ જગતમાં મારા સમાન કોઈ પાપી નથી અને આપના સમાન કોઈ પાપને હરનાર નથી એવું જાણીને હે દેવી ! આપને જેમ યોગ્ય લાગે તેમ કરવા આપ સમર્થ છો. ૧૨.

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्य-
विरचितं देव्यपराधक्षमापनस्तोत्रं संपूर्णम् ।

# એક પાઈ શું કરે છે?

આપણી એક દીવસની કમાણીમાંથી ફાળો કાઢીએ તો વાર્ષિક રૂ. ૨) ને આશરે થાય છે. એમાંથી સુરત **નાગર બંધારા જ્ઞાતિ પ્રતિ વર્ષે શ્રી મહાકાળીના જન્મ દીવસે ઉત્સવ કરે છે.** આજે (૧૭) વર્ષ થયા સુરતના મંડળની શુભેચ્છાએ સેવા કરનાર—

માણેકલાલ પુરૂષોત્તમદાસ ટોપીવાલા

મગનલાલ નગીનદાસ ચુનાવાલા

છગનલાલ કેવળરામ ટોપીવાલા

-નાહનાલાલ રામચંદ્ર ટોપીવાલા-

અને સર્વ મંડળી એકત્રપણાથી ચલાવી રહી છે. તેનો બદલો જગત માતા તેમને આપે એવી શુભ આશા હમો રાખીએ છિયે.

લી૦ સેવક,

**કલ્યાણદાસ ભુખણદાસ જરીવાલા.**

